[illegible]
પુષ્પ : એકવીસમું

# બરફીપુરી

લખનાર :
નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦—કેળાંપીઠ
સુરત

## થોડું જાણવા જોગ

આ વાતોની ઉદ્‌ભવ એક અદ્‌ભુત બાલહૃદયમાંથી—બાલમાનસમાંથીજ થયો છે.

એ એક ઇંગ્રેજ બાલિકા છે. એનું નામ ગ્રેટા. એણે કેવળ તેર વસંત ભાળી છે. પણ આટલી નાનકડી વયમાં તો તેણે કવિ તરીકે, ચિત્રકાર તરીકે અને બાલહૃદય પર ભુરકી નાંખનારી અદ્‌ભુત વાતો જોડનાર અને કહેનાર તરીકે અજબ ખ્યાતિ મેળવી છે.

સ્ટ્રેન્ડ માસિકના મે ૧૯૨૭ના અંકમાં ગ્રેટાની આ અને બીજી એક વાત પ્રગટ થઇ છે. તે સાથે તેનો પરિચય આપતાં લેડી વિન્ટરટને એ નાનકડી બાળાના જે વખાણ કર્યા છે તેને એ વાત વાંચનાર સૌ કોઇએ સાર્થ જ ગણ્યા હશે.

એ સ્ટ્રેન્ડ અચાનક મારે હાથે ચઢી ગયું. મેં એ વાતો વાંચી ને હું મુગ્ધ થયો. અને એમાંની બીજી "એમ્પરર ઓફ ચોકોલેન્ડ" ગુજરાતને ચરણે ખસુસ રજુ થવીજ જોઇએ, એમ મને લાગ્યું. તેજ આ "બરફીપુરી."

વાંચ્યા પછી ત્રણે દહાડે માત્ર સંસ્મરણો પરથી હું લખવા બેઠો. વિચાર કરી બરફીપુરી નામ પણ ઘડયું અને થોડી વાત પણ લખી.

પછી મારે હાથે કુમાર અષાઢનો અંક ચઢયો. "બરફીપુરીનો રાજા" એજ નામથી એ વાત તેમાં પણ મેં જોઇ. પણ તે ટુંકાણમાં, પેલી ઇંગ્રેજી વાતના તરજુમા રૂપેજ. મેં તો જરા વિસ્તારથી લખવા માંડી હતી. વળી મને કુમારની વાતમાં પાત્ર સ્વદેશી છતાં વાતાવરણ ને ઉપાડ અને વિદેશી દેખાયાં. મેં મારી રીતે વાત લખી

નાંખી અને પૂરી કરી. મૂળ ગ્રંથની અને તેથી કુમારની અને આ વાતમાં ખોખું-આદર્શ-કથાહેતુ એકજ છે. પણ તેના સંયોજનમાં-અને તેની ઝીણી ઝીણી વિગતોમાં મેં ઘણોક ફેરફાર કરેલો છે એમ કોઇ જોશે તો તેને માલૂમ પડશે.

એક બીજી વાતઃ ગુજરાતના બાળ સાહિત્યમાં બાળકો માટે આ જાતનું કથાપુસ્તક આ ત્રીજું છે. "વાઘોનું વન" અને "જાદુઇહાર" પછી આ "બરફીપુરી" આવે છે. બાળકથાસંગ્રહો તો ઘણાય બહાર પડયા છેઃ આનંદધારા, ટચુકડી સો વાતો ને બાળવાર્તાના ભાગો, મુકુલ બકુલ, તારામંડળ ને બાળવાર્તાવલિ, વગેરે. પણ અંગ્રેજી કે એ. એલ સિરીઝ પેઠે એકજ વાતનું મોટા બીબાંનું એકજ પુસ્તક-ગુજરાતી પહેલી-બીજી ચોપડી ભણતાં બાળકો વાંચે એવું—બહાર પડે એ શૈલી નવીજ છે, અને કંઇક સાહસભરી પણ લેખાશે. ગુજરાતના પિતાઓ અને માતાઓ એને કેટલો આદર આપે છે તે જોવાનું છે.

પહેલી બીજી ચોપડી ભણતાં બાળકો શાળાપુસ્તક સિવાય બીજું કંઇ વાંચે એ ખ્યાલ હજુ આપણે ત્યાં નવોજ છે. તેને સર્વમાન્ય કે પ્રજાપ્રિય થતાં કદાચ ઘણી વાર લાગે. પણ એ ખ્યાલના પ્રચાર પરજ આવા પુસ્તકની આર્થિક સફળતાનો આધાર છે.

પણ આજે તો આશા ને શ્રદ્ધાપૂર્વક આ પુસ્તક ગુજરાતને ચરણે ધરૂં છું.

આ બીજી આવૃત્તિમાં ચિત્રો ઉમેર્યાં છે.

નટવર વીમાવાળા

## વ્હાલાં છોકરાંઓ,

આ ચોપડીનું નામ બરફીપુરી છે. બરફી તો તમે ઘણી વાર ખાધી હશે. બરફીપુરીની ન્યાત તો તમે જમ્યા હશો જ. એટલે આ વાત વાંચતાં તમારા મ્હોંમાં પાણી છૂટે છે, ખરૂં કની ?

પણ તમારા જેવડી જ લીલી કરીને એક છોકરી હતી. તેને બરફી પેંડા બહુજ ભાવે. મિઠાઇ જુએ કે ખુશ ખુશ થઇ જાય, અને તેના મ્હોંમાં પાણી છૂટે. એ લીલીની એક વાત છે. તે હું આજે તમને કહેવાનો છું.

લીલી સાત–આઠ વરસની હતી. તે બધી વાતે ડાહી હતી. નિશાળના પાઠ બરાબર વાંચે.

રોજ ચોકખાં કપડાં પહેરે. ઘરમાં કંકાસ કરે નહિ. રોજ બાને પગે લાગીનેજ સૂએ. તેને એક નાનો સરખો ભાઈ હતો. તે રડે ત્યારે તેનું ઘોડીઉં પણ તે હિંચોળે.

પણ તેને એકજ ભુંડી ટેવ. ગળ્યું ખાવાનું જુએ કે તે બીજું બધું ભૂલી જાય. ઘરમાં શીરો કર્યો હોય તો લીલી રાજી રાજી થઇ જાય. વેઢમી કરી હોય તો કુદાકૂદ કરી મૂકે. લાડુ, બિરંજ કે બાસુંદીનું પણ તેમજ. એવું કંઈ હોય ત્યારે આખો દહાડો તે ખાવા જમવાનો જ વિચાર કરે.

લીલીની વરસગાંઠ માગશર મહિને આવે. તમારી વરસગાંઠને દહાડે તમે સારાં સારાં લુગડાં પહેરો છો ને ? લીલીનું પણ તેમજ. તમારી માફક તે ઘરેણાં પણ પહેરે. બહેનપણીઓને ઉજાણીએ તેડે. પોતાની ઢીંગલીને શણગારે. ઢીંગલા સાથે તેનાં લગન કરે. એમ નાચી કૂદીને દહાડો પુરો કરે.

લીલીને આઠ વરસ પુરાં થવા આવ્યાં હતાં. આવતે માગશરે તેની નવમી વરસગાંઠ હતી. એ-

સતા વરસથીજ લીલીએ તો તેનું ગાયન ગાવા માંડ્યું. રોજ દહાડા ગણે. હવે દોઢ મહિનો રહ્યો. હવે મહિનો રહ્યો. વળી બાને રોજ પૂછે:

બા, બા, મારી વરસગાંઠે ખાવાનું શું કરશે?

ત્યારે એની બા કહે: હજુ વરસગાંઠ તો આવે. આવે ત્યારે વાત.

બા, હું તે દિવસે મારાં ઝાંઝર પહેરીશ, હો!

તેની બા જવાબ દે: વારૂ બ્હેન, પહેરજે.

તે દિવસે કની, બા, હું વહેલી વહેલી ઉઠીશ, ને ખુબ રમીશ.

એ સાંભળી તેની બા કહે: વારૂ, ઉઠજે. ઉઠીને વહેલી નહાઈ લેજે ને ચોકખી થજે, તથા ઠાકોરજીને પગે લાગજે.

પણ બા, તું તે દિવસે વેઢમી કરશે, કે શીરો?

એટલે બા કહે:

તારા બાપુજીને પૂછીશું, અને તેઓ કહેશે તે કરીશું, હો બ્હેન!

એમ કહી તેની બા તેને ઠંડી પાડતી.

એમ કરતાં કરતાં માગશર સુદ આઠમ આવી. તે દિવસે રવિવાર હતો, એટલે નિશાળે જવાનું તો હતું જ નહિ. લીલી સ્હવારે વહેલી વહેલી ઉઠી. તેનો હરખ તો માયજ નહિ. તેના બાપાજીએ તે દિવસે બરફીપુરીનું જમણ કરવા કહ્યું હતું. લીલીને બરફી તો ઘણીજ ભાવે. સાથે વળી પેંડા, કોપરાપાક, દુધીનો હલવો ને માવાના ઘુઘરા પણ હોય. એટલે એ બધું ખાવા મળશે, એવું જાણી એ ખુબ ખુશ થતી હતી.

લીલીએ તો તે દિવસે નવાં રેશમી લુગડાં પહેર્યાં. નવો નવો લીલો ચણીયો અને ગુલાબી ભરેલી ચોળી. વળી તેણે જીદ કરીને બા પાસેથી કબાટમાંથી ઓઢણી પણ કઢાવી અને પહેરી. પછી પગે ઝાંઝર, નાકે જડ, કાનમાં એરીંગ અને ગળે સોનાની કંઠી પહેર્યાં. પોતાની બ્હેનપણી કાન્તા તથા તારાને તેણે જમવા બોલાવી. અને રમી–કુદી–નાચીને આખો દહાડો પૂરો કર્યો.

તે દિવસે સ્હવારે જમતાં લીલીએ પેટ ભરીને બરફી પેંડા ખાધા. સાંજે પાછી જમવા બેઠી ત્યારે પણ તેણે બરફી માંગી. પણ તેની બાને લાગ્યું કે હવે લીલી વધારે બરફી ખાશે તો માંદી પડશે. લીલીએ જીદ કરી, છતાં બાએ તેને બરફી પેંડા વગેરે પીરસ્યું નહિ. લીલીને એકલાં દાળ-ભાત ખાવા પડ્યાં. પછી બધાં જમી રહ્યાં, એટલે વધેલા બરફી પેંડા બાએ રસોડાના ભંડારીઆમાં મૂકી દીધાં, તથા બધું સાફ કરી નાંખ્યું.

પછી બા પડોશમાં ગઇ. પડોશમાં રાધાની મા માંદી હતી. તેની ખબર લેવા તે ગઈ. જતાં જતાં લીલીને કહ્યું: લીલો, બ્હેન! ભાઇ ઘોડી-આમાં ઉંઘે છે. પાસે તારી પથારી કરી છે. ભાઈ રડે તો તેને હિંચોળજે. તને બહુ ઊંઘ આવે તો સૂઈ જજે.

એમ કહીને બા ગઇ. લીલી ભાઈના ઘોડીઆ પાસે બેઠી. કીકો ઉંઘતો હતો, છતાં તે અમથી અમથી હિંચોળવા લાગી. પણ તેને ચ્હેન પડતું

ન હતું. તેનું ચિત્ત બરફીમાં હતું. સાંજે બરફી ખાવા ન મળી, તેથી તેને ગુસ્સો આવ્યો હતો. આજે મારી વરસગાંઠ! હું જ બરફી વગર રહું? એમ તેને થતું. છેવટે તેનો જીવ રહ્યો નહિ. તે ધીમે ધીમે રસોડાના ભંડારીઆ આગળ ગઈ. રસોડામાં કોઇ નહોતું. બાપાજી દિવાનખાનામાં કોઇ માણસો સાથે વાત કરતા હતા. તેણે ભંડારીઉં ઉઘાડયું ને બરફીપેંડાની ટોપલી કાઢી. તેમાંથી એક બે બરફી, એક બે કોપરાપાક ને બે ત્રણ પેંડા લીધા. પછી ગુપચૂપ તે પોતાની પથારી આગળ ગઇ ને બેઠી બેઠી ખાવા લાગી.

એટલામાં તેનો ભાઈ જાગ્યો, અને તે "એં એં એં" કરવા લાગ્યો. લીલીએ તેને હિંચકો નાંખવા માંડયો. હિંચકો નાંખતી જાય અને હાલરડું ગાતી જાય. એમ કરતાં તે બગાસા ખાવા લાગી. માણસને બહુ ઉંઘ આવતી હોય તો તેને બગાસાં આવે. લીલી આખા દહાડામાં કૂદી નાચીને થાકી ગઈ હતી. પોતાની બ્હેનપણીઓ સાથે

  

તે બહુજ રમેલી. એટલે તેને ઉંઘ આવવા માંડી. તે પથારીમાં પડી, અને દોરી ખેંચવા લાગી. એમ કરતાં કરતાં તેની આંખો ઘેરાવા લાગી. પણ એટલામાં તેને પાંખોનો ફડફડાટ સંભળાયો. તેણે જોયું તો બારી પર એક પોપટ ઉડતો ઉડતો આ-વીને બેઠો હતો. તે એને ધારીને જુએ છે, એટ-લામાં તો પોપટ ઉડીને તેની પથારી પાસે આવ્યો ને એક બરફી પર ઝડપ મારી. બરફીનો ટુકડો ચાંચમાં લઈ તે ઉડીને બારી પર બેઠો. લીલી તરત દોડીને બારી પાસે ગઇ, એટલે તે ઉડીને નીચે વાડામાં બેઠો. લીલીએ તુરત બારીએથી ભુસ્કો માર્યો અને પોપટને પકડવા દોડી. જેમ જેમ પોપટ આગળ જાય તેમ તેમ લીલી પાછળ દોડે. એમ કરતાં કરતાં બંને બહુ આગળ, છેક જંગલમાં નીકળી ગયાં. થાકેલી પાકેલી પણ લીલી દોડતી. પોપટ પણ થોડે ઉડે. વળી બેસે. વળી લીલી પાસે આવે એટલે થોડે ઉડે. એમ કરતાં કરતાં તે ઘણે ઘણે દૂર લીલીને ખેંચી ગયો.



પોપટ આગળ આગળ ઉડે છે, લીલી પાછળ દોડે છે.

લીલીથી બરફીનો લોભ મૂકાયો નહિ અને તે દોડતીજ ગઈ.

એટલામાં અચાનક પોપટ ગુમ થઈ ગયો. લીલી આમ તેમ જોવા લાગી, તો સામે એક મોટો દરવાજો દેખાયો. દરવાજો ખુલ્લો હતો. વધારે બારીકીથી જોયું તો તે એક મોટા કોટ*નો દરવાજો હતો. પેલો પોપટ એ દરવાજામાંથી અંદર ઉડી ગયો હશે એમ લીલીને લાગ્યું. એટલે તે જરા ખમચાઇ ને ઉભી રહી. એટલામાં તો તેનાથી બોલાઈ ગયું: ઓહોહો! આ શું?

તે આમ બોલી તેનું કારણ હતું. તેની નજર કોટ પર ઠરી એટલે તેને લાગ્યું કે કોટ ઇંટનો બનાવેલો નહોતો. પછી બરાબર જુએ છે તો કોટની ઇંટ મોટા મોટા મેસુરના કકડાઓથી ચણેલી હતી. અહાહા! કેવા રૂપાળા મેસુર! કોટની ઉપર કાંગરા હતા. તે પણ ઉભા મેસુર મૂકીને બનાવ્યા હતા. કોટમાં જે દરવાજો હતો,

* શહેરને ફરતી દિવાલ.



દરવાજો જોઇને લાલી છક થઇ ગઇ. એ દરવા-
જાના બારણાં મોટા ઢોરના બનાવેલા દેખાતા હતા.

તે દરવાજાના બારણાં મોટા ઠોરના બનાવેલા દેખાતા હતા. તેને ઉઘાડવા માટે કડાં જોઇએ, તે કડાં સકકરકડાં જેવા લીલીને દેખાયાં. દરવાજા પર તોરણ હતું. સુતરફેણીની દોરડીના તે તોરણ પર ખાંડના રમકડાં લટકતાં હતાં. તેમાં હાથી, ઘોડા, વાઘ સિંહ, બકરા, ફુલ, પ્યાલા વગેરે હતાં, પણ બધાં ખાંડનાંજ. દિવાળીમાં એવા ખાંડનાં રમકડાં મળે છે તે તમે જોયાં હશે.

લીલી તો જોઇને છકજ થઈ ગઇ. ઓહોહો! આ બધું શું ? તેને દરવાજામાંથી અંદર જવાનું મન થયું. દરવાજા ઉઘાડા હતા અને "અંદર જવાની મનાઇ છે" એવું લખેલું નહોતું. વળી ત્યાં કોઇ સિપાઈ પણ બેઠો નહોતો. બે મોટી ખાંડની ખુરશીઓ પડી હતી, પણ તે ખાલી હતી. લીલી તો અંદર પેંઠી.

અંદર જાય છે તો જ્યાં જુએ ત્યાં અજાયબીજ અજાયબી. રસ્તા નરદમ માવાના હતા. રસ્તાઓની આજુબાજુ ઘર આવેલા હતા. તે

ઘર કોઇ ખાંડનું, તો કોઇ ગોળનું, કોઇ મેસુરનું તો કોઇ બરફીનુંજ; કોઇક કોઇક ઘેબરનું તો કોઇક મોનઠારનું. ઓટલાઓ ઘણું ખરૂં શીરાના હતા. રસ્તા પર ક્યાંક ક્યાંક ઝાડ હતા. તે ઝાડના થડ ને ડાળાં શેરડી જેવાં દેખાય. તેમાં પડેલી તડ કે કાણામાંથી મીઠો રસ ઝર્યાં કરે. ફળની જગાએ તો કોઇક પર લાડુ, કોઇક પર મીઠી કળી, કોઇક પર નાનખટાઇ લટકે. રસ્તે જતા આવતા ઘોડા, ગાય, બકરાં પણ બધાં ખાવાની વસ્તુઓનાંજ. પુંછડીઓને ઠેકાણે સૂતરફેણી. આંખને ઠેકાણે પતાસાં. ઘોડાઓ ઘણુંખરૂં કોપરાપાકના દેખાતા. ગાય પેંડા જેવી લાગતી. બધાં આમતેમ પડેલા દુધીના હલવાને ઘાસ ગણી ચરતાં હતાં.

લીલી તો જોતી જોતી આગળ ચાલી. તેની નવાઇનો પાર નહોતો: ઓ બાપરે! આ તે કયો દેશ છે? અહિં રહેવાની કેવી મઝા પડે! બસ બધું ખાવાનુંજ ખાવાનું, ને ગળ્યુંજ ગળ્યું! ઘરની

પાસે મોરીઓ હતી તેમાં હુંફાળું દુધ વહેતું જણાયું. કોઈ કોઇ ઠેકાણે ફુવારા હતા. તેમાંથી દાડમનું શરબત, ગુલાબનું શરબત, અંજીરનું શરબતજ ઉડતું હતું. હોજમાં પાણીને ઠેકાણે શરબત, દુધ, મઠો, બાસુંદી વગેરેજ દેખાય. બસ જ્યાં જુએ ત્યાં મિઠાઇ, મિઠાઈ ને મિઠાઈ જ.

હજુ કોઇ માણસ નજરે નહોતું પડયું. પેલો પોપટ પણ દેખાતો નહોતો. એટલે લીલી તો દોડતી દોડતી આગળ જ ચાલી. થોડેક દૂર ગઈ એટલે ચાર દિશામાં ચાર રસ્તા જણાયા. હવે કયાં જવું તે વિષે લીલી વિચારમાં પડી. ચાર રસ્તાના વચલા ચોકમાં એક ચોતરો બનાવેલો હતો. તે મુંબાઇગરા હલવાનો લાગ્યો. તેના પર તે થાક ખાવા બેઠી, અને હવે કઈ બાજુ જવું તેનો વિચાર કરવા લાગી.

તે થોડીક વાર બેઠી હશે, એટલામાં તો તેની નજરે એક કૌતુક પડયું. તેણે આ મિઠાઇનગરીનાં માણસોને જોયાં. તેઓ આમથી તેમ જતાં હતાં.

એક બે જણા ચોતરા પાસે આવ્યાં; એટલે લીલીએ જોયું કે એ માણસો પોતાના જેવાં નહોતાં—મિઠાઇનાંજ બનેલાં હતાં!!! તે લોકોનાં લુગડાં તેને વેઢમી જેવાં લાગ્યાં! ધોળા લુગડામાંથી અંદરનો ગોળદાળનો રાતો ભાગ જણાઈ આવતો હતો. કોઇ કોઇના હાથમાં રેવડીની લાકડીઓ હતી. કોઇ કોઇ પાસે છત્રીઓ હતી તેના પણ દાંડા ગગન ગાંઠીઆ જેવા, ને ઉપરનું કપડું ગોળપાપડી જેવું લાગ્યું.

પેલા મિઠાઇયા માણસો તો જોઇએ તેટલા આમથી તેમ જતા હતા. ધીમે ધીમે તેમનો અવરજવર વધતો જતો હતો. લીલીએ બેઠાં બેઠાં તે જોયા કર્યું. કોઈ વાર કોઇ ઘોડા પર બેસીને જતું તો કોઈ બળદની ગાડીમાં જતું. કોઈ કોઇ વાર સિપાઇઓ પણ આમ તેમ દોડાદોડી કરતા જણાયા. આ સિપાઇઓ ખાસ કરીને મજબૂત ઠોરના બનેલા દેખાયા. અને તેમની કમ્મરે અણિદાર તલ્વારો હતી તે નક્કર ગોળપાપડી જણાઈ. લીલી તો આ બધું જોઈ જોઇને એવી અજાયબીમાં ગરકાવ થઇ

ગઇ કે તેને કશું સૂઝજ ન પડે. પેલો પોપટ પણ દેખાતો નહોતો. હવે ક્યાં જવું તે પણ તેને સમજાતું ન હતું.

એવામાં એક બુઢ્ઢા કાકા (એમનું શરીર પોચું પોચું શીરાનું બનેલું દેખાયું) હાથમાં એક ગુલછડીની લાકડી લઇને ચાલતા ચાલતા ચોતરા પાસે આવ્યા. ઘડપણને લીધે તેમને થાક ચઢયો હતો એટલે ચોતરા પર લીલીથી થોડે દુર બેઠા. આ બુઢ્ઢા કાકા જવાબ દેશે એમ ધારી લીલીએ પૂછ્યું: કાકા, આ કયું ગામ છે?

કાકાએ પોતાના જલેબીના ચશ્મા કાઢીને લીલી સામે જોયું. પછી તેમણે જવાબ દીધો: આ ગામ તો બરફીનગર કહેવાય છે. કોઇ કોઈ વાર બરફીપુરી નામ પણ વપરાય છે. તું કયા દેશથી આવે છે?

લીલીને કાંઇ જવાબ દેવાની સમજ પડી નહિ. પણ ડોસા કાકા ઉરફે શીરાને આટલે પાસે જોઈ તેની જીભડી વલવલવા લાગી. દોડવાથી તેને થાક

લાગ્યો હતો તેમજ ભૂખ પણ લાગી હતી. શીરાની મધુર સુગંધથી તેના મ્હોંમાં પાણી છૂટયું. અને કોણ જાણે તેને એકદમ શું થઈ ગયું, તે તેણે ડોસાકાકાનો હાથ પકડીને ખેંચ્યો. શીરાનો બનેલો હાથ એકદમ શરીરમાંથી નીકળી આવ્યો, અને લીલીએ તો તેના ડબુસા મારવા માંડ્યા.

પણ એટલામાં તો ત્યાં હોહો થઈ ગઈ. ડોસાએ "કોઈ બચાવો કોઈ બચાવો" એમ બૂમાબૂમ કરી મૂકી. આસપાસથી એકદમ ઠોરીઆ સિપાઈઓ દોડી આવ્યા, અને ચોતરાની આસપાસ ફરી વળ્યા. બીજા પણ રસ્તે જતા આવતા માણસો ઉભા રહ્યા અને "પકડો, પકડો" "એ કોણ છે?" "ખાઉધરૂં રાક્ષસ છે!" "પકડો" એમ કરવા લાગ્યા. સિપાઇઓએ એકદમ લીલીને પકડી. શીરાડોસાનો હાથ તેણે અડધો ખાધેલો ને અડધો તેના હાથમાં હતો. સુતરફેણીની દોરડી વડે લીલીના હાથ સિપાઇઓએ બાંધ્યા. લીલી તો ગભરાઇ ગઇ. પણ કરે શું? અતિશય ખાઉધરા-

પણાથી આપણે સપડાયા એમ તેને થયું. હવે ઉપાય નહોતો. લીલીને પકડીને સિપાઇઓ તો ચાલ્યા. સિપાઇઓના જમાદારે રૂપાળાં ઘેબરનો ફેંટો બાંધેલો હતો. તે બોલ્યો: આપણે એને રાજાજી પાસે લઇ ચાલો.

લીલી બિચારી આખે રસ્તે રડતી રડતી ચાલી. તે કરગરતી હતી કે: ભાઇઓ, મને માફ કરો. હું તો પરદેશી છું. મને કંઇ ખબર નથી. પણ સિપાઇઓ સાંભળેજ શાના? ઉલટું જમાદારે પોતાની ગોળપાપડીની તલવારથી લીલીને એક નાની થાપટ લગાવી ને ચૂપ રહેવા કહ્યું. પછી તેને કેદમાં પુરી. કેદની કોટડી મુંબાઇગરા હલવાની બનાવેલી હતી.

લીલી બિચારી ત્યાં રડતી રડતી બેસી રહી.

એમ કરતાં કરતાં એકાદ કલાક નીકળી ગયો, એટલે ઢુમઢુમ નગારાં વાગવાનો અવાજ સંભળાયો. લીલીની કોટડી બહાર પેલો જમાદાર બોલ્યો: ચાલો, દરબારમાં રાજાજી પધાર્યા. પેલી લુચ્ચી

ખાઉધરણને બહાર કાઢો.

લીલીની કોટડીના હલવાઈ બારણાં ઉઘડયાં. સિપાઇઓ તેને લઈ ચાલ્યા. લીલી રડતી રડતી તેમની સાથે ગઈ. થોડી વારે તેઓ દરબારી મહેલમાં આવી પહોંચ્યા.

એ મહેલ માલપુડાનો બનાવેલો દેખાયો. જે મોટા ઓરડામાં લીલીને લઇ ગયા તેની અંદર ખાંડની ખુરશીઓ પર બધા મોટા મોટા અમીર ઉમરાવો બેઠેલા હતા. કોઈ ઘઉંના દળનો, કોઈ ચોખાના દળનો, કોઇ મગના દળનો, કોઇ લાપશીનો, કોઇ મીઠી સેવનો—એમ બધા બનેલા હતા. છેક નાકે એક મોટું સિંહાસન હતું. તે મોટી માવાની ધારી હતી. તેનો ઘાટ બરાબર બેસવા જેવો: માથે હલવાની રૂપાળી છત્રી, મેસુરની જાળી પર નાના નાના લાડુ ગોઠવેલા એવો કઠેરો, અને અંદર બેઠેલો એક ડુંડાળો માણસ. તેને લીલીએ રાજા તરીકે માન્યો. આ મિઠાઇયા રાજાજી સર્વોત્તમ મિઠાઇ ઉરફે બદામપાકના બનેલા દેખાયા.

જમાદાર અને સિપાઇઓએ બિરંજની બનાવેલી જમીન પર સૂઈ જઇને રાજાજીને સલામ કરી. એકે લીલીને ઠોંસો મારીને કહ્યું: તું પણ પગે લાગ.

નછૂટકે લીલી પગે લાગી.

ડુંડાળા રાજાજી તરફ જોઈ જમાદાર બોલ્યો: મહારાજ! આ કોઈ પરદેશી છોકરી છે. કોટ પાસેના ચોતરા પર તે બેઠી હતી. ત્યાં તેની જોડે ચોતરા પરજ એક ઘરડો બ્રાહ્મણ શીરાશંકર બેઠો હતો. તેનો હાથ તે ખાઈ ગઈ છે, મહારાજ. માટે એને સજા થવી જોઇએ.

રાજાજી ઉભા થયા. તેમણે લીલીને પૂછયું: છોકરી, તેં કેમ એવું કર્યું?

જવાબમાં લીલી તો રડવા લાગી.

થોડીવાર રાજાજી મુંગા ઉભા રહ્યા. પછી જરા હસ્યા, અને બોલ્યા: આ છોકરી કંઈ સમજતી નથી. ફક્ત ખાઉધરી જણાય છે. એને ત્રણ દહાડા કેદમાં રાખો. દહાડામાં ત્રણ ત્રણ વાર એને ફક્ત



બરફી ખાવા આપજે. ત્રણ દહાડા બરફી. ત્રીજે દહાડે એને પાછા અહિં લાવજે.

ઓહોહોહોહોહો ! આ મોટી સજા ! લીલીને થયું કે હું અમથીજ બીતી હતી. આ તે સજા કે મઝા ? વાહ, ભાઇ વાહ ! આ તો ભાવતું હતું ને વૈદે કહ્યું ! આપણે તો રોજ બરફી જ બરફી ખાવાને મળવાની.

એમ તે વિચાર કરતી હતી, એટલે સિપાઇઓ તેને પકડીને જેલની કોટડીમાં લઈ ગયા. પછી તે કોટડીમાં બરફીનો એક ઢગલો સિપાઇઓ કરી ગયા. લીલી તો એકલી પડી એટલે બરફી ખાવા લાગી. તેણે પેટ ભરીને બરફી ખાધી. પછી બીજી વાર ખાવા બેઠી ત્યારે તેને થયું કે આ વેળા બરફીને બદલે શ્રીખંડ કે લાડુ હોત તો કેવું સારૂં ! પણ તેને કોઇ એવું આપે તેમ નહોતું. એટલે નછૂટકે બરફી ખાવી પડી. આ વેળા તેને બરફીમાં બહુ સવાદ ન લાગ્યો. પણ પેટ ભરવા જેમ તેમ ખાધી.

પછી બીજે દિવસે પણ તેને બરફીજ ખાવાની હતી. આ વેળા તો તેને બરફી ખાવાનું બહુ

વસમું લાગ્યું. તેને જરાયે ભાવી નહિ. જાણે ઓ-સડ ખાતી હોય તેમ તેણે બરફી ખાધી.

તે દિવસે સાંજે તો બરફીને જોઇને તેને ગ-ભરામણ છૂટવા લાગી. એક વાર સિપાઇ કોટ-ડીમાં આવ્યો. તેને તેણે બરફીને બદલે મઠો કે બિરંજ આપવા કાલાવાલા કર્યા. પણ તેણે કહ્યું: રાજાજીએ તને બરફી ખવડાવવા હુકમ આપ્યો છે. એટલે બરફીજ આપવામાં આવશે.

બિચારી લીલીએ ત્રીજે દહાડે નકોરડો અપ-વાસ કર્યો. તેનાથી બરફી સામે જોવાતું પણ નહોતું. હવે જાણે આખી જીંદગી સુધી બરફી ભાવવાની નથી એવું તેને થઈ ગયું હતું. કેદ જાણીને તેને બીજી કશી અગવડ નહોતી. ફક્ત બહાર જવાનું નહિ અને બરફી શિવાય કંઇ ખા-વાનું નહિ. પણ બરફી સામે તો જોતાં યે ‘ઓકારી’ છૂટતી.

એમ કરતાં કરતાં ત્રણ દહાડા પૂરા થયા. ચોથે દહાડે નગારાં વાગ્યાં, એટલે સિપાઇઓ લી-

લીને કાઢીને દરબારમાં લઇ ગયા. દરબાર આગળ જેવોજ હતો. બધા રાજાજીને પગે લાગ્યાં. પછી જમાદાર બોલ્યો: મહારાજ, આ પેલી ખાઉધરી છોકરી છે.

રાજાજીએ લીલી સામે જોયું ને બોલ્યા: કેમ છોકરી! તને સરસ બરફી ખાવા મળી હતી ને? તને ભાવી કે?

રાજાજી બહુ નરમાશથી બોલ્યા, એટલે લીલીને તો હિંમત આવી. તે બોલી: ના રે રાજાજી! હવે તો મારી આખી જીંદગીમાં હું બરફી નથી ખાવાની!

રાજાજી પૂછે છે: કેમ વારૂ? તને બરફી ન ભાવી?

લીલી બોલી: ઓ રે બાપરે! એક દહાડો તો ભાવી. પણ બીજા ત્રીજા દિવસથી તો તે ખાતાં ગભરામણજ છૂટી!

રાજાજી બોલ્યા: તને તો ગળ્યું બહુ ભાવે છે ને! પછી એમ કેમ થયું?

લીલી કહે: ના રે ના! હવે તો કંઇ ગળ્યું ભાવતું નથી. કંઇ ખાટુંખારૂં હોય નહિ, તો ગળ્યું ભાવે નહિ. ને થોડું થોડું હોય તોજ ભાવે.

રાજાજીએ પૂછ્યું: ત્યારે તને આ દેશમાં રહેવાનું ગમશે ને?

લીલી કહે: ના રે ના! મારે તો મારે દેશ જવું છે. ત્યાં તો મને ખાટું ખારૂં ખાવા પણ મળે.

લીલી આ બોલતી હતી એટલામાં એકદમ એક સિપાઇ બહારથી તે ઓરડામાં દોડી આવ્યો. તે બહુ હાંફતો હતો. રાજાજીને પગે લાગ્યા કર્યા શિવાય તે બોલ્યો: મહારાજ! જલ્દી કરો! દુશ્મનો આપણા પર ચઢી આવ્યા છે. તેમનું લશ્કર કોટથી લાખ માલપુડા જેટલુંજ દૂર હશે. જોતજોતામાં તે હલ્લો કરશે. હુકમ કરો, મહારાજ, હુકમ કરો.

રાજાજી એકદમ ઉઠીને ઉભા થયા. તેમણે સૂતરફેણીની દાઢીવાળા પ્રધાનજીને કહ્યું: પ્રધાનજી,

જાવ આપણા સેનાપતિને હુકમ કરો કે લાડવા, ગુલાબજાંબુ, મલાઇ, મઠો તથા હલવો, દળ વગેરે લઇ સિપાઇઓ સાથે એકદમ કોટ પર જાય. દરબાર બરખાસ્ત થાય છે. ચાલ રે છોકરી, તું મારી સાથે.

એમ કહી રાજા લીલીને લઇને ખાનગી મહેલમાં ગયા. ત્યાં નરદમ દુધીના હલવાનાં બનેલાં રાણીજી બેઠાં હતાં રાજાએ રાણીજીને કહ્યું: રાણીજી ! આ છોકરીને ખાવાનું આપો. હું થોડી વારમાં આવું છું.

એમ કહી રાજા તો ગયા.

રાણીએ લીલીને ખાવાને માટે એક મોટો થાળ આપ્યો. ઠારના બનાવેલા થાળમાં લાડવા, ગુલાબજાંબુ, વેઢમીના દડીઆમાં ભરેલા શિખંડ ને દુધપાક, દરેક જાતનાં દળ, શીરો, જલેબી વગેરે સઘળું હતું. પણ બધું ગળ્યુંજ ગળ્યું. ભુખી હતી એટલે જેમ તેમ લીલીએ કટાણું મ્હોં કરીને થોડું ખાધું.



અડધો કલાક થયો એટલે રાજા આવ્યા. તેમણે
લીલીને કહ્યું: ચાલ છોકરી, એક ગમ્મત બતાવું.

ચાલ મારી સાથે !

પછી રાજાજી ને લીલી બંને ગયા. કોટની પાસે રાજાનો એક મોનઠારી મહેલ હતો. તેની અગાશી પર બંને ગયાં. ત્યાંથી લીલી જુએ છે, તો કોટ પર "બરફીપુરી" શહેરના બધા સિપાઇઓ હાથમાં ટોપલે ટોપલા (ટોપલા પણ સકરપારાનાસ્તો) લઇને ઉભા હતા. સૌ ટોપલામાં તરેહવાર મિઠાઇ હતી. કોઈ કોઇ પાસે મોટાં તપેલાં હતાં.

દૂર નજર કરી તો લીલીને દુશ્મનના લશ્કરના ટોળેટોળાં આવતાં જણાયાં. જોતજોતામાં તેઓ કોટની લગોલગ આવી પહોંચ્યા. તેઓ સહેજજ દૂર હશે એટલામાં એકદમ એક રણશિંગુ ફુંકાયું. રણશિંગું ફુંકાતાંજ સિપાઇઓએ પોતાનું કામ શરૂ કર્યું. તેમણે પોતાના મિઠાઈના ટોપલા દુશ્મનોના મ્હોં આગળ ફેંકવા માંડ્યા. છેક તેમના ડીલ પર પડે નહિ, તેમ કોટની છેક પાસે પણ નહિ. દુશ્મનોની સામે તો લાડુ ને ઘારી, પેંડા ને બરફી,

લાપશી ને મેસુરના વરસાદ વરસી રહ્યા. બાસુદી ને મઠા ને દુધપાકની છોળો ઉછળવા લાગી. દુશ્મનના સિપાઇઓ તો આ જોઇને લઢવાનું ભુલીજ ગયા. અને જેના હાથમાં જે આવ્યું તે ઝપાટાભેર ખાવા લાગ્યા.

લીલી તો એ બધું જોઈજ રહી. તે રાજાજીને પૂછવા લાગી: રાજાજી! રાજાજી! આ બધી મિઠાઇ આમ કેમ લુંટાવો છો? એમ તો દુશ્મન ખાઈ પીને તાજા થશે! અરેરે! હવે શું થશે?

એટલે રાજાજી હસીને બોલ્યા: તું જો તો ખરી! ખરી ગમ્મત તો હવે થશે.

બીજી બાજુ કોટ પરથી સિપાઇઓ ગોળપાપડી ને રેવડા, ઘેબર ને અમૃતપાક ને જાતજાતનાં દળનો વરસાદ વરસાવી રહ્યા હતા. દુશ્મનના સિપાઇઓ આડું તેડું જોયા વગર ભુખ્યા ડાંસ કે દુકાળીઆ પેઠે તે બધું અડાવ્યાજ જતા હતા.

આમ અડધો પોણો કલાક થયો એટલે એ મિઠાઇના દારૂગોળાએ ચમત્કાર બતાવ્યો. કેટલાને

આફરો થવાથી તેઓ ભોંય પર પડી આળોટવા લાગ્યા. કેટલા ઓ ઓ કરતા ઉલટી કરવા લાગ્યા. કેટલાક ખૂબ ચણાદળ ખાનારા જાજરૂ દોડ્યા. કેટલાક પેટમાં ભાર વધી જવાથી ફસાઇને બેસી પડ્યા. બધાનાં પેટ ફુલી ફુલીને તુમડાં જેવાં થઇ ગયાં; તથા દોડાદોડ નાસાનાસ ને હોહા મચી રહી.

લીલી તો આ બધું જોઇને સડકજ થઇ ગઇ: ઓ બાપરે! આવડું મોટું લશ્કર મિઠાઇ ખાવાથી હારી ગયું! બહુ મિઠાઈ ખાધાનું કેવું પરિણામ!

તે રાજાજીને કંઈ કહેવા જતી હતી એટલામાં તેની નજરે વળી એક કૌતુક પડ્યું. જે અગાશીમાં એ ઉભી હતી તેના કઠેરા પર ફેલો પોપટ દેખાયો. ઓ! ઓ! પોપટ! પોપટ! કરતી તે તેને પકડવા દોડી. તેના ઘાંટાથી પોપટ ઉડી ગયો અને તે પણ ગભરાટમાં ઉથલી પડી. ઓ બાપરે-એમ તે બૂમ પાડી ઉઠી, એટલે તો—

એટલે તો તેની આંખ ઉઘડી ગઇ. જુએ છે

તો તે પોતાની પથારીમાંથી ગબડીને નીચે પડી હતી. પાસે ઘોડીઉં હતું.

પાસે પથારીમાં બેઠી બેઠી તેની બા ચાદરને ઠીંગડું મારતી હતી.

ઓ બાપરે! એવી તેની બૂમ સાંભળીને બાએ તેને એકદમ સોડમાં લઇ છાતી સરસી ચાંપી.

શું થયું બેટા? શું થયું?

ઓ બા રે! ઓ બા રે! પેલા લશ્કરનું શું થયું હશે? ઓ મારૂં માથું દુ:ખે છે રે!

તેની બા બોલી: સુઇ જા બેટા, સુઇ જા! તેં શું કરવા બીજી બરફી લઇને ખાધી? ને મને પૂછ્યા વગર! તને કેટલો બધો તાવ આવ્યો છે! ચાલ, ઉંઘી જા. હો!

એમ કહી બાએ તેની પીઠ થાબડી ને પંપાળી.

પથારી પાસેજ એક બે કકડા બરફી પડી હતી. લીલીએ ધ્રુશકાં ખાઇ રડી દેતાં કહ્યું: બા, ઓ બા! આ બરફી અહિંથી લઇ લે. એને ફેંકી દે.

ફેંકી દઉં છું, હોં મા! ચાલ, તું સુઇ જા!
જો, હું એક ગીત ગાઉં છું.

એમ કહી બરફીની કચ્ચરો બારીએથી ફેંકી દઇને બાએ ગાયું:

મારી લીલી બ્હેન છે બહુ છોટી જો
પણ ડહાપણમાં મોટી જો!
એની ખાવે પીવે ખંત ઝાઝી જો
થોડી બરફી મળે તો રાજી જો

આંબે આવશે કેરી
ને
વાર્તા કહીશું વહેલી

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

હર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દસ.

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ | બકુલ | ૦–૬–૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦–૮–૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦–૬–૦ |
| ૯ | વાઘોનું વન | ૦–૪–૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ | બરફીપુરી | ૦–૫–૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ | ક્યુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦–૩–૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |

બાળકો ને બાળાઓમાં લ્હાણી માટે અનુપમ છે.

રૂા. ૪) ડીપોઝિટ રાખનારને ચોપડીઓ પ્રગટ થાય તેમ તેમ પોસ્ટ ફ્રી મોકલવામાં આવે છે. યોજના મંગાવો.